॥ श्री गणेशाय नमः ॥

# બિલ્વમંગળ (ઉર્ફે)

# સૂરદાસ

## નાટકનાં ગાયનો.

રચાવી અને છપાવી પ્રસિદ્ધ કરનાર,

(મરહુમ ધર્માનુરાગી ત્રવાડી ત્રંબકલાલ રામચંદ્ર સ્થાપીત)

**શ્રી વાંકાનેર નૃસિંહ નૌત્તમ નાટક સમાજ**

તરફથી પ્રકાશક,

લવજી મયાશંકર ત્રવાડી

તથા

દુર્લભરામ જટાશંકર રાવળ.

રચનાર

**નથુરામ સુંદરજી શુક્લ,**

(ભાવનગર, પોરબંદર અને વાંકાનેરના રાજકવી.)

સંવત ૧૯૭૧ સને ૧૯૧૪

કીંમત ૦-૨-૦

# ચેતવણી

સને ૧૮૬૭ના ૨૫ મા આક્ટ મુજબ રજીસ્ટર કરાવી પ્રસિદ્ધ કરનારે સરવે હક્ક પોતાને સ્વાધિન રાખ્યા છે માટે પ્રસિદ્ધ કર્તાની રજા સિવાય કોઈએ આ નાટક તથા તેમાંનાં ગાયનો છાપવાં—છપાવવાં-વેચવાં—વેચાવવાં કે ભજવવાં ભજાવવા—નહીં.

ગોપાળરાવ દાજીબા દળવીએ કાલકાદેવીરોડ ઝવેરબાગ
સામેના મરાઠા મિત્ર પ્રિન્ટીગ પ્રેસમાં શ્રી વાંકાનેર
નૃસિંહ નૌતમ નાટક સમાજને માટે છાપ્યું.

આ પુસ્તક નં. ૩૧૮-૩૨૨ કાલબાદેવી રોડ, મુંબઈ. મરાઠા મિત્ર પ્રિન્ટીગ પ્રેસમાં ગોપાળરાવ દાજીબા દળવીએ છાપ્યું અને મેસર્સ લવજી મયાશંકર ત્રવાડી તથા દુર્લભરામ જટાશંકર રાવળ એવણોએ શ્રી વાંકાનેર નૃસિંહ નૌતમ નાટક સમાજને માટે ...વાડી થિએટર કાલબાદેવી રોડ, મુંબઈ ...પર પ્રસિદ્ધ કર્યું



## શ્રી પ માત્મને નમઃ

## બિલ્વ મંગળ (અથવા) સૂરદાસ નાટકના મુખ્ય પાત્રે

શ્રીકૃષ્ણ—શ્રીવિષ્ણુ પરમાત્માનો પુર્ણ અંશાવતાર.

મંગળ—શ્રીકૃષ્ણનો સખા ગોપબાળ.

બિલ્વમંગળ—શ્રીમદનમોહનજીનાં મહાન ભકત રામદાસ બાવાના પુત્ર, નાટયના નાયક. ( સૂરદાસ )

માયાદેવી—બિલ્વમંગળની સ્રી.

ચિન્તામણી—બિલ્વમંગળને ઉતમ બોધ આપી આ ભવસાગરથી તારનાર ગુણિકા.

ચંદુ તથા બિંદુ—બિલ્વમંગળને ચિંતામણીના પ્રેમમાં લુબ્ધ કરાવનાર કુસંગી મીત્રો.

અન્ના—ચિંતામણીની મા.

અકબર-સર્વવર્ણપરસમાનદૃષ્ટિ રાખનારસર્વોતમહિંદનાશહેનશાહ

તાનસેન—અકબરશાહનો પ્રસિદ્ધ ગાયક.

સોમગિરિ—બિલ્વમંગળ, માયાદેવી તથા ચિંતામણીના ગુરૂ.

કૃષ્ણદાસ—કૃષ્ણ પરમાત્માના અષ્ટ સખા માહેના એક કવિ.

તુલસીદાસ—શ્રીરામચંદ્રના પરમ ભકત.

તેમજ-ગોપગોપીઓ,સેનાપતિ, દરોગો, ઠગલોક, ફરીદખાંચંચલા, અમૃત શેઠાણી, અબધૂત, નિર્લોભરામ, માયા, ચંદનલાલ, સુંદરલાલ, ચોપદાર, વારાંગનાઓ, સખીયો વીગેરે વીગેરે

# બિલ્વમંગળ (અથવા) સુરદાસ નાટકનો

## ટુંક સાર.

પૂર્વ પ્રસગ—શ્રીમદનમોહનજીના મહાન ભક્ત વૃજભાષાના અષ્ટ કવિઓ માહેના એક ઉત્તમ કવિ કૃષ્ણવિણા નદીના કિનારા ઉપરના કોઇ એક મોટા શહેરમાં નિવાશ કરતા પ્રસિદ્ધ ગાયક રામદાસ બાવાના પુત્ર જેનું પ્રથમ નામ બિલ્વમંગળ હતું તે બિલ્વમંગળને અધમોના સંગથી અલગ કરી શ્રીકૃષ્ણ પરમાત્માએ પોતાના સખા બનાવ્યા કે જેઓ પોતાની છેવટની સ્થિતિ સુરદાસ નામે પ્રસિદ્ધ થયા અને જેણે અનેક પુસ્તકો દ્વારા પ્રભુના ગુણ ગાન કર્યા છે. જેનાં પદથી પ્રભુ પોતે હાજર થતા તેવા આ ભક્ત બિલ્વમંગળની પ્રથમ સ્થિતિ નાટયની શરૂઆત થાય છે.

પ્રારંભમાં—મંગળાચરણ બાદ વસ્તુ સૂચન.

---

## અંક પહેલો.

પ્ર૦-૧—ગોલોકમાં શ્રીકૃષ્ણ ભગવાન ગોપ ગોપીઓ સાથે, ગંમતકરે છે, ત્યાં મંગળ નામના એક સખાને શંકા ઉત્પન્ન થવાથી કૃષ્ણ પ્રત્યે પુછે છે કે, તમારૂં અધમઉધારણ નામ શાથી પડયું ત્યારે તેની શંકાનું નિવારણ કરવા કૃષ્ણ ભગવાન કહે છે કે, હું અધમોને ઉધારૂં છું તેથી મારૂં નામ અધમઉધારણ પડયું છે પરંતુ મંગળની શંકાનું સમાધાન નહી થવાથી શ્રીકૃષ્ણ ભગવાન તેને અધમોની સ્થિતિ દેખાડવા મૃત્યુલોકમાં લઇ જાય છે.

પ્ર૦-૨—કૃષ્ણુલિયા નદીપરના શહેરમાં વસતા નગરશેઠનું ઘર કૃષ્ણુ ભગવાન મંગળને સાથે લઇ તે મકાન બતાવે છે અને ત્યાં આવનાર અધમોને બોધ દઈ ઉત્તમ કરવા કહે છે, તે કામ કરવા મંગળે હા પાડવી તેટલામાં ચંદુ, બિંદુ તથા બિલ્વમંગળ (અથવા) સુરદાસ, વીગેરે મીત્રોનું આવવુ. ત્યાં ચિંતામણી નામની ગુણકાના નાચ રંગમાં બિલ્વમંગળનું ચિંતામણી ઉપર મોહિત થવું તેટલામા મંગળે પ્રત્યક્ષ થઇ તે સર્વને બોધ દઈ સારે રસ્તે ચડાવવા પ્રયત્ન કરવો પણ મંગળનો બોધ નહી માનતાં સર્વ તેને માર મારી કાઢી મુકે છે.

પ્ર૦-૩—બિલ્વમંગળનું ઘર ત્યાં મંગળનું આવવું, પડેલ મારનો પશ્ચાતાપ કરવો, ત્યાં માયા દેવીનું આવવું અને પોતાનો પતિ મધરાત વીતી જતા નહીં આવવાથી કંટાળી સુઇ જવું. ત્યાં બિલ્વમંગળનુ ચીંતામણીના પ્રેમમાં આધીન બની આવી સારાં કપડાં પહેરી ચીંતામણી પાસે જવા તૈયાર થવું, તથા માયા દેવીએ તને જતાં અટકાવવો.

પ્ર૦-૪—ચીંતામણી ગુણકાનુ ઘર, દિલ્હીના ખજાનામાંથી થયેલી ચોરીનો તપાસ કરતાં પતો નહીં લાગવાથી ત્યાના સેનાપતીનું ચીંતામણી પાસે આવવું, અને તે ચોરીનો તપાસ કરવા ચીં- તામણી પાસે આવવુ, અને તે ચોરીનો તપાસ કરવા ચીં- તામણીને ભલામણ કરવી, ચિંતામણીએ તે કામ માથે લઇ ઠગ લોકોમાં દેવી રૂપે જઇ તપાસ કરવા નકકી કરવું, બાદ બિલ્વમંગળનુ આવવું, પરસ્પરનો પ્યાર.

પ્ર૦-૫—ઠગ લોકો પોતાની દેવીને ભોગ દે છે તેવામાં ચિંતામણી દેવીરૂપે ચોરોનો પત્તો લગાડવા આવે છે, ખુબીથી ચોરોનો

પ-તો મેળવે છે, છેવટમાં દેવનો પડછાયો હોતો નથી એ વા-
કયપર ચિંતામણીનું કપટ ખુલ્લું થાય છે. ઠગ લોકો તેનેમારી
નાંખવા તૈયાર થાય છે, ચિંતામણી પોતાનો અંતનો વખત
હોવાથી પાપનો પશ્ચાતાપ કરે છે ને મરવા તૈયાર થાય છે. ઠગ
લોકોને દયા આવવાથી મારતા નથી, ચિંતામણીનાં જ્ઞાનચક્ષુ
ખુલી જાય છે અને પ્રભુ પરાયણ થાય છે.

પ્ર૦-૬—બિલ્વમંગળ ચિંતામણીના પ્રેમમાં વિહ્‌વળ બની રાત્રી-
નો વખત વળી તેના પિતાના શ્રાધ્ધનો દિવસ છતાં પણ ચિંતા-
મણીને મળવા તૈયાર થાય છે, માયાદેવી તેને ઘણી રીતે સમ-
જાવે છે છેવટમાં નહીં માનતા બિલ્વ પોતાની પ્યારી ચિંતા-
મણીને ઘેર જાય છે.

પ્ર૦-૭—મંગળ જંગલમાં વર્ષારૂતુનું વર્ણન કરતો નીકળે છે,
કૃષ્ણે પુછેલા પ્રશ્નનો મંગળે આપેલો જવાબ, ત્યાં બિલ્વમંગ-
ળનું આવવું શ્રીકૃષ્ણે સ્વરૂપ બદલી બોધ આપવો, મોહાન્ધ
બિલ્વને કાંઇ અસર નહીં થતાં તેવીજ સ્થિતીમાં ચિંતામણી
પાસે જવું શ્રીકૃષ્ણના બોધથી નહીં સુધરનારની સ્થિતિ જોઇ
મંગળને આશ્ચર્ય થવું વિગેરે.

પ્ર૦-૮—ચિંતામણીનું ઘર, રાત્રીની વખતે ચિન્તામણીએ પોતાને
માથે વિતેલા પ્રસંગની યાદી લાવી ઈશ્વર ભકિત પરાયણ રહે-
વાનો વિચાર કરતાં સુઇ જવું તેવામાં કૃષ્ણાવિણા નદી તરી બિલ્વ
મંગળનું મેડી ઉપર ચઢવું અને ચિન્તામણીને જગાડવી, ચિ-
ન્તામણીનું જાગ્રત થવું તથા બિલ્વમંગળને બોધના ચૂટકા
મારી વૈરાગ્યવાન બનાવવો, બિલ્વમંગળને પોતાની અધમા
સ્થિતિનું ભાન થતાં તેના હૃદયમાં જ્ઞાનની જોત પ્રગટ થવી વિગેરે

# અંક ૨ જો.

પ્ર૦-૧—અકબરબાદશાહુની કચેરી. બાદશાહ પ્રસિદ્ધ ગાયક રામદાસ બાવાની ગેરહાજરીમાં તેના પુત્ર બિલ્વમંગળની તપાસ કરાવે છે પણ બિલ્વમંગળ ચિન્તામણિ ગુણીકાના બોધથી સંસાર પર વિતરાગ બની ચાલી નિકળ્યો છે આ વાત તાનસેન કહે છે પણ ચિન્તામણી જેવી વેશ્યા બોધ આપે એ બનેજ નહિ આ વાતની શંકા થતાં તેની પરિક્ષા કરવા બાદશાહે ચિન્તામણીને તેડાવવા રૂકકો લખી મોકલવો.

પ્ર૦-૨—બિલ્વમંગળ પ્રભુ ગુન ગાન કરતો નીકળે છે આ જોઇ તેની સ્ત્રી કુંટાળો આપે છે તેથી બિલ્વ સંસાર ઉપરથી પોતાનું મન ઉઠી જવા કહી પોતાની સ્ત્રીથી છુટા થવા માગે છે, માયા દેવીએ પોતાના પતિનું આવું વર્તન જોઇને પીયર જવું તથા બિલ્વમંગળનુ જંગલમાં ચાલ્યા જવું.

પ્ર૦-૩—ચિન્તામણીની પ્રભુ પ્રત્યે પ્રીતિ અને સંતસાધુ તરફની મમતા જોઇ તેની મા અન્ના તેને ઘણું સમજાવે છે પણ તે માનતી નથી ત્યાં વૈશણવ સાધુઓનુ આવવું ચિતામણી ઇશ્વર ગુણ ગાન કરે છે. અન્નાનુ ગુસ્સે થવું, તેવામાં બાદશાહનો હુકમ આવવાથી અન્નાએ ચિન્તામણીને જબરજસ્તીથી બાદશાહ પાસે લઇ જવી.

પ્ર૦-૪—સોમગિરીનું આશ્રમ સોમગિરી પોતાના શિષ્યો સાથે ભજન કરે છે ત્યાં બિલ્વમંગળનું આવવું અને ગુરૂ મંત્ર લેવા સોમગિરિને વિનંતી કરવી.પણ સોમગિરી તેને પાત્ર નહીં જાણી મંત્ર આપતા નથી. તોપણ બિલ્વ દ્રઢ ટેક લઇ બેસે છે, તેથી

ગર્વગંજન કૃષ્ણ ભગવાનને ભકતોની પરીક્ષા લેવા પેટમાં દુઃખવાનો ઢોંગ કરી મનુષ્યનું કાળજું લેવા મંગળને મોકલવો, છેવટે પ્રભુનાં નામ ઉપર બિલ્વમંગળે પોતાનું કલેજું કાઢી આપવું. આ જોઇ સર્વનું આશ્ચર્ય થવું. બિલ્વને ગુરૂમંત્ર આપવો.

પ્ર૦-૫—કૃષ્ણ ભગવાન મંગળને લોભને જીતેલા નિર્લોભરામ સાધુની પરિક્ષા કરી બતાવે છે. પ્રભુની માયા જોઇ મંગળ અજબ થાય છે. તેવામાં એક સ્ત્રી પોતાના પુત્રનું મુડદું લઇ રૂદન કરતી નીકળે છે. મંગળને દયા આવવાથી તે પુત્રને સજીવન કરવા કૃષ્ણ ભગવાનને વિનંતી કરે છે. પણ આયુષ્ય તુટયા પછી સજીવન થઇ શકે નહી તેમ પ્રભુનું કહેવું. તેવામાં બિલ્વમંગળનું આવવું બિલ્વનું સાધુપણું જોઇ બાઇએ પોતાના પુત્રને સજીવન કરવા કાલાવાલા કરવા, છેવટ બિલ્વની સ્તુતિથી પ્રભુ છોકરાને જીવતદાન આપે છે. મંગળનું ગુસ્સે થવું અને શ્રી કૃષ્ણ ભગવાનનો બોધ.

પ્ર૦-૬—અકબર બાદશાહનો ખાનગી અવાસ ચિંતામણી તથા અન્નાનું આવવું, બાદશાહ અનેક લાલચ આપી ચિન્તામણીને ભોળવે છે, પણ ચિન્તામણી પોતાની ટેક છોડતી નથી. છેવટમાં તેની ભકિત જોઇ બાદશાહનું ખુશી થવું. અન્નાને બાદશાહી ખજાનામાંથી જીવાઇ આપી ચિન્તામણીને છુટી કરી મરજી મુજબ જવા કહેવું. ચિન્તામણીનું જંગલમાં ચાલી નીકળવું.

પ્ર૦-૭—બિલ્વમંગળની સ્ત્રી (માયાદેવી) પોતાની દુઃખી સ્થિતિનું વર્ણન કરે છે. ત્યાં સોમગીરી મહાત્મા માયાનાં દર્શન કરવા આવી બિલ્વમંગળનું ઘર પુછે છે પણ માયાદેવી તેને બહુ સતાવે છે.

તેમજ અપમાન કરે છે. માયાદેવીની આવી સ્થિતિ જોઇ સોમ-
ગીરી પોતાના ભકિત પ્રભાવે પ્રભુની સ્તુતિ કરી (માયા) ની
મોહ બુદ્ધિ હરી લઇ ઉત્તમ બુદ્ધિની અધિકારીણી કરે છે
અને સાથે વૃજયાત્રા કરવા તેડી જાય છે.

પ્ર૦-૮—ઇશ્વર ભક્તિમાં તદાકાર બનેલા બિલ્વમંગળ ચાલ્યા આવે છે, પણ બિલ્વમંગળને એક પ્રભુના સ્મરણ વિના કંઈ સુજતું નથી તેવામાં કોઇ એક નગર શેઠના દીકરાની સ્રી ચાલી આવે છે, તે બિલ્વમંગળની ભક્તિ જોઈ આશ્ચર્ય પામી તેની પ્રશંશા કરતી ચાલી જાય છે એ સ્રીને જોઇ બિલ્વમંગળને ચિન્તામણીનુ ભાન થાય છે અને પોતાની શંકાનું સમાધાન કરી તેને ઉત્તમ રસ્તે દોરવાની ઇચ્છાથી તે શેઠાણીને ચિન્તામણી સમજી તેની પાછળ જાય છે.

પ્ર૦-૯—અમૃત શેઠાણી પોતાની સખીઓ સાથે રાસડો ગાય છે, ત્યાં બિલ્વમગળ આવી શેઠાણીને અન્યોકિતમાં બોધના શબ્દો કહે છે જે સાંભળી બિલ્વને તેમ બોલવાનું કારણ પુછવું ચિન્તામણી નથી એવું બિલ્વને જણાવવું, છેવટ પોતાની થયેલી ભુલને માટે પોતાની ચક્ષુઓને દોષ આપી બાઈ પાસે સોયા મંગાવી આંખો ફોડી નાંખવી સર્વનું આશ્ચર્ય થવું, ત્યારથી બિલ્વનું ( સૂરદાસ ) બનવું,

## અંક ૩ જો.

પ્ર૦-૧—માયાની શોધાર્થે નિર્લોભરામનું નીકળવું, વૃજને રસ્તે સોમ-ગીરી તથા માયાદેવીનું નીકળવું, તથા ચિન્તામણીનું મીલન.

આદ ત્રણેનું સાથે વૃજમાં સૂરદાસજીને મળવા જવું વિગેરે.

પ્ર૦-૨—નિર્લોભરામ માયાનું ચિંતવન કરતો નીકળે છે ત્યાં સોમગીરી ચિન્તામણી તથા માયાદેવીનું આવવું, નિર્લોભરામે માયાદેવી પર આશક થવુ, ત્યાં સોમગીરીની સ્તુતીથી પ્રભુએ ચમત્કાર બતાવી પોતાની માયાની પ્રેરણા કરવો. ઇશ્વરી માયાએ નિર્લોભરામની દુષ્ટવૃત્તિ દુર કરવા કેટલાક ચમત્કારો બતાવી નિર્લોભ રામની લોભી વૃત્તી ટાળી પાપનો પસ્તાવો કરાવવો.

પ્ર૦-૩--સુરદાસજીનુ વૃજ જંગલમાં કૃષ્ણ કીતન કરતાં નિકળવું કૃષ્ણ ભગવાને સુરની ભકિતનાં વખાણ કરવાં, મંગળે સુરની પરીક્ષા કરવી. ત્યાં કૃષ્ણભગવાને પ્રગટ થઇ સુરનો હાથ ઝાલી વૃજનો રસ્તો બતાવવો અને હમેશાં તેને માટે દુધ ભાતનો દુનો એ તરીક્ષથી મોકલવા વચન આપવુ.

પ્ર૦—૪-કૃષ્ણદાસ કવિનો કાવ્યની પરીક્ષા. સુરદાસ તથા તુલસીદાસનુ હરિદર્શન કરવા જવું, કૃષ્ણદાસજી પાછા એકલું પદ ન બનાવી શકવાથી પ્રભુએ જાતે પુંર્ણ કરવુ; કૃષ્ણદાસ પાસે હરિ દર્શન કરવા ગયેલા સુરદાસ તથા તુલસીદાસનું આવવું કૃષ્ણદાસનું કરેલું કાવ્ય સાંભળવુ તેમાં છેલ્લુ પદ પ્રભુંનું બનાવેલ છે. તે સુંરદાસજીએ ઓળખવુ કૃષ્ણદાસ તથા તુલસીદાસજીએ સુરદાસની ભકિતનાં વખાણ કરવાં

પ્ર૦--૫ સુરદાસજીના આશ્રમમાં સુરની ભકિથી પ્રભુનું પ્રગટ થવુ સુરનું રીસાવવું ઈશ્વરે તેનું ઈચ્છિત પુર્ણ કરી માનવી અદ્રશ્ય થવુ ત્યાં સર્વ મંડળનું આવવું પાછળથી પ્રભુએ પોતાની રાસલીલાનાં દરશન કરાવવા.

છેવટે ભક્તનો વિજય

**શાન્તિ ! શાન્તિ ! શાન્તિ !**

પ૨૨૮ ૧૧

॥ શ્રી ગણેશાયનમ ॥

શ્રી

# બિલ્વમંગળ (ઉર્ફે) સૂરદાસ.

# નાટકનાં ગાયનો.

## મંગલાચરણ.

સુત્રધાર તથા નટી— ૧

શ્રી નટવર ઘટઘર અંદર સ્થાપી અરચુ
પ્રભુ પ્રિયકર— શ્રી
શ્રીપતિ આપો સુમતિ, ગણી નિજજન— શ્રી
ગિરિધર સુંદર સ્નેહે, કરજો ફૂલપ્રદ કરણી, શ્રી
યદકુલ દિનકર વ્હાલથી, વદી નિરખી
છબી મન હરણી.
જગ જલનિધિ તરણી— શ્રી

નટી— ૨

ગિરિધર ગુણ ગાથ. ગાઉ સ્નેહ સાથ જોડી હાથ
શ્રી પતિ પદ રતિ ઉર અતિ રે ટેક
રટું મુખ રસિક વિહારી, ધારી હિમ્મત હૈયે ભારી.
અભિનવ અવતારી, નંદ નંદન હરણ ફંદ
ચતુરચંદ દ્યુતિમય દિન પ્રતિ કરૂં નતિરે— ગિરિધર

ઓપ— ૩

મારા સુંદર શ્યામ શરીર જય મન મોહન મુદ મંદીર
નંદકુવર ભકતોની નિત્યે, ભાંગી રહ્યા ભીડ
નટવર નવલકિશોર નિરંતર, ગ્રહી પદ કંજ
પ્રભામય પ્રીતે સ્તુતિ કરીએ ધરી ધીર, મારા૦
ધન્ય ભાગ્ય વ્રજ ભૂમિનાં વળી છે ધન નંદ અહીર
અધમ ઉધારણ કારણ જગના અભિનવ આપ
પ્રભુજી પ્રગટયા જાહિર શ્રી જદુવીર—

કૃષ્ણ સાખી

અધમોને ઉધ્ધારવા સ્નેહે ધરૂં શરીર,
ભવ સાગરથી ભકતને, તારી કરૂં ઝટતીર,

ઓપ— . ........ .. ... . ........ .... . .... . મારા—

કૃષ્ણ— ૪

કરે ના શુધ્ધ કોઈરે, મુજ કૃપા વિના
બ્રહ્મા શેષ મહેશ ગિરા ને ગણેશ કદી જો હોયે
મારી કરૂણા વિના કરેના ઉત્તમ કિલ્બિશ ખોઈરે
હુંજ કરૂં અધમોને ઉત્તમ પાપ પુંજ સહુ ધોઇ
પુનિત કરી પોતાના ગણું છું ઉંચ કે નીચ હોય તોય રે

ચિન્તા— ૫

બોલું કયા મેરે પ્યારેકી બતિયાં
ખોલું કયા મેરી છોટીસી છતિયાં— ટેક
ન ધીર ચેન ધરિ રેન ચુમિ ચુમિ

બદન શયનમેં હુઃખી કર ડારી
પકરી જુગલ કર, બચન અંગ્રેજી કર
કિય પ્યાર હરી કર, છલ અધરન પર— બોલું૦

સાખી.

મરોર ડારે જોરસોં, મેરે કોમળ અંગ,
એસે નિરદય નાથકો, મુજને કહું ન સંગ—બોલું૦

સાખી

ત્રાસ બઢયો તનમેં અતિ, હીયકો ઘટયો હુલાસ,
એસો જો મેં જાનતી, તો જાત ન પીયુંકી પાસ—બોલું૦

ચંદુ-બિંદુ-બિલ્વ-વિગેરે— ૬

નર નીચ અહીંથી જા, જા, જા,
લે માર ખળતું ખા, ખા, ખા,
બહુ મદમસ્ત બનીને બોલ્યો, રંગ અમારો રજમાં રોળ્યો
નથી શરમ નફટ, હરામી તું હઠ હઠ
શાને અહીં આવ્યો શઠ, પહેરવાને નથી પટ—જાજા—

મંગળ—કહું સત્ય વાત નહી તરછોડો—ડુબશ્યા ભજનમાં
ચિન્તને જોડો છોડો બહુ છળબળ ભજો હરિ
પળ પળ નહીં તો કેહવાશો ખળ, તેમાં નથી સારૂં ફળ

૭

બિલ્વ—જાઉં જાઉં પ્યારી પાસ ઝટપટ, છોડ છોડ મુજ કર તું
માયાદેવી—જરીએ નહીં અધમ શરમ તમને

જગત ડર મહદ નિશદિન છે મુને
વેશ્યા સદન જોઇ નયન જગ
કહે ધિક તેની બ્હીક ઉર મહિં ધરોને

બિલ્વ—જાઉં જાઉં
પૂર્ણ ચિન્ત મુજ પ્રસન્ન રહે છે
ચિન્તામણિનું મિલન થતા
લઇશ લ્હાવ બની રસ બસ હું
અલગ થા તું જા નાર નકામી—

ચિન્તા— ૮
ખીલી વસંત વ્રક્ષ ડાળી જુઓ ડોલતી
ખુબીને બોલતી
પ્રેમ પુષ્પની પ્રભા અપાર ધારી
આંગળીઓ તુલ્ય પાન, તેથી ભોલાવી માન
મોહનને આપતી— ખીલી૦
પંખી ગણુ પામે વિશ્રાન્તિ
પંથી જનો સુખે લેછે શાન્તિ
જોબનનાં અંગે પુટયાં છે અંકુરો
સ્નેહથી શોભાને સ્થાપતી— ખીલી૦

લુટારૂઓ— ૯
આલો સહુયાર, દેવીને દુવાર, ભોગદેયે ભાવથી આવાર ધરિ

અપાર પ્યાર કાશી કલકત્તાને લુટયો દીલ્હીનો દરબાર તોડી ફોડી લુંટી લઇએ ભુપના ભંડાર કરૂણાળી, બીરદાળી, મહા કાળી તું માત હાજર થાઓ હેતે દેવી સાક્ષાત પાડાનો ભોગ લેવા. દેવી દયાવાન મા આવો મા આવો લેવા બળીદાન

ચિન્તા ૧૦

હું ભજન કરીશ હરિનું, સદા સુખે— ભજન
આ સંસાર આગ સમ લાગે
મિથ્યા ફાંફાં મારી હારી— ભજન
નહીં કોઇને કેવા તમારી વાત આ બંધાઉં છું
રાખો ભરોંસો હૃદયમાં, હું દેવના સમ ખાઉં છું.
છોડો ક્ષમા લાવી મને, ઝટ અહિંથી જાવા દિઓ
સંતો તણા સહવાસમાં, ગુણ કૃષ્ણના ગાવા દિઓ

બિલ્વ— ૧૧

રતિ પતિ બાણ મારી. મારી, દ્રઢ છાતી વિદારે
પ્રહારે ન ધારે દયારે કોવારે
જાય છે વખત થાય છે વ્યથિત તનડું જયારે ત્યારે
રતિ પતિ

સાખી

પલ પણ પ્રિય પ્રમદા વિના; ધારી શકું નહીં ધીર
જખમ કરે છે જીગરમાં, તીવ્ર વિરહનું તીર
દેવી ગુણોથી બિરાજીત દારા

મોહિની ચિન્તામણી વિણ મારાં

સંકટ કોણ નિવારે— રતિ પતિ

બિલ્વ ૧૨

પ્રેમદા પ્યારી મળે, વ્યાધી ઉરની ટળે

રઢીયાળી મારી— પ્રેમદા

કામ કૃપાણથી ઘાયલ હું એ

ઘાવ રૂઝાવની ઔષધિ સારી

વાહ વાહ પ્યારી ઘર જાઉં

હું જાઉં જાઉં જાઉં— પ્રેમદા

કૃષ્ણ ૧૩

શ્રવણા ન બોધ ધરે કુષ્ટે દાડી

પાપ કરે શિર ધરે અવતારે— શ્રવણા

નિશદિન સકલ દુઃખ સહે

નહીં ધર્મ પંથને ગ્રહે

રટણા રમણીનું હૃદય રહે

છલ બલ છાય છાય છાયરે.... શ્રવણા

ચિન્તા ૧૪

વિષય વાત મમ માત તજીને કૃષ્ણ ભજન તું કરવા દે

ધર્મ વૃત્તિએ ધરણીધરનું ધ્યાન ધૃત્તિથી ધરવા દે

અધર્મપણાને અલગ રાખી ભંડાર ભક્તિના ભરવા દે

નટવર નામનું નાવ મળ્યું છે તો ભવસાગર તરવા દે

નાશવંત નર નામ છોડીને અક્ષય વરને વરવા દે—વિષય

બિલ્વ— ૧૫

આ તારાં વચનો સારા સ્નેહે સાંભળતા
શાન્તિ પામ્યું છે મન મારૂંરે આજે— આ૦
જગની જંજાળમાંથી બળતો બચાવ્યોજી
ધન્ય ગુરૂ ચિન્તામણી ધારૂંરે આજે,

ચિન્તા—ભકિત ભગવાન કેરી કરતાં હમેશાજી
થવાનું ત્વરાએ શુભ તારૂંરે--શાણા

બિલ્વ—આ તારાં



## અંક બીજો

દરબારિઓ---- ૧૬

નેક ન્યાય બારે પ્યારે, અકબર નૃપતિ હમારે
પ્રીતસે પ્રજાકી પીર, કાટી દેત શાન્તિ ધીર
કરત હૈ વિનોદી બીર, નીર છીર ન્યારે.

વારાંગનાઓ---- ૧૭

સા સા પપ ધમ પગ મરેસા સા સા ગરેગ
સાગમ મરેસા
સારેરેરે સાગગગ સામમમ સાપપપ
સાધધધ સાનીનીની સા સા સા સા
સાનીનીની સાધધધ સાપપપ સામમમ
સાગગગ સારેરેરે ધની સારેપ સાસાસા....સા.

સાગ સાગ સાગમ ગરે સાની સારે.
**ધધની** સા સારે ગરે સાની ધના સા સા સા
પગ પગ પપ સાધપમ ગરે, ગમ ગમ ગપ
નીસાની ધનીસા

સા.......ગ ... ...પ.......સા.......સા.......પ
ગ.......સા ......સાસા

**બિલ્વમંગળ**---- ૧૮

નાથ ત્વરિત સેવકને તારો
નટવર ઉરની ઉપાધી નિવારો.. ટેક
કરમ કર્યાં છે અધમ હજારો,
માફ કરો અપરાધ અમારો......નાથ

સાખી

મુજ મન ભમરાએ કરી; જાળવવા રસ રીત,
અવિનાશી પ્રભુ આપના પદ પંકજમાં પ્રિત...નાથ

**બિલ્વ તથા માયા**-- ૧૯

માયા—સદા રેજો રૂડાં સુખડાને સાજી
હવે જાઉં છું રહુ ન થાવો રાજી....ટેક
સ્નેહી જનોનો સંગ, તજી પૂરો પૂતંગ
ભુંસી ભભુત અંગ, ધરો અજબ ઢંગ

**બિલ્વ**—વનિતા વાહ વાહ (૨)

**માયા**—રેજો રૂડાં

બિલ્વ—તારા જવાથી શાણી મારા હૃદયમાં શાન્તિ થશે.
રટિ નિત્ય નંદ કુમારને, અવતાર આનંદે જશે.
ભવ ભાર દુખ દેનાર, શિર ધારણ કરી ચાલી અરે,
માયા ઉદાર બની કર્યો ઉપકાર તેં મારા પરે.
માયા .... ..... ...... . .. ..................રે જો.

ચિન્તામણી ૨૦

વ્હાલા વૃજલાલ સાથે લાગીરે લગનીયાં
માહરી મહારાજ
પ્યારી છબી શામળાની, સ્થાપી ઘટ ઘરમાં મે તો૦
એને હાથે છે મારી લાજ
વ્રન્દાવનમાં ફરતા ધરતા વરતા. આ આ .... વ્હાલા
હૈડે નિત હેત ધારી, બંધુ હળધરના હુંતો
સેવું છોડીને બીજા કાજ..... વૃન્દા ..આ વ્હાલા

સોમગિરી તથા સાધુઓ— ૨૧

ખોટી માયા–ખોટી કાયા–જુઠી માયા જુઠી કાયા
સાચે પથે ચાલો ભાઇ
ભજન કરીએ ભાવથી પ્રભુ૦
નામ રઘુપતિનું રટી શવરી તરી સંસારથી
પારધી શુભ ગતિ પામ્યો એ અજાણ્યું નથી—ભાઇ૦

બિલ્વમંગળ—

તારો મુજને હેતેથી ગૃહી હાથરે ગુરૂજી
ગાઉં પ્રભુ આનંદે ગુણ ગાય હોજી

આશરો મારે તો સાચો એક ગુરૂ આપનો છે
સ્તુતિ કરૂં છું સ્નેહ સાથ હોજી
છે નહિ મારે આશા ધનધરા ધામનીરે
ગુરૂમંત્ર આપો કૃપાનાથરે......ગુરૂજી તારો.

માયા— ૨૩

દેખો દેખો, મેરા નામ માયા મહાન મશહુર હે
મેરા ન્યારાહી આલમમેં નર હૈ
જોગી ભોગીકું મેરી જરૂર હૈ
દીલમેં યુ રહે ન કોઉ મુજસે દુર હે
વાહજીવાહ વાહજીવાહ......દેખો દેખો

માયા તથા નિર્લોભરામ—

માયા—હાંરે મેરે રંગીલે યાર ખીલી કયસી, બાલે જોબનકી બહાર
હાંરે મેરે બાલે જોબનકી બહાર, પૈસે બિના
કયસેં કરૂં કહો પ્યાર, દેદો થેલી મેરે દિવાને દિલદાર
......મેરે.

નિર્લોભ—થેલી મેં કયસે દુ પ્યારી નવેલી યે હય જીવનકા આધાર
માયા—થેલી છુપાના ચમન ઉડાના હોતા ન બરસોં હજાર
નિર્લોભ—લો એ થેલી માશુક મેરે મજેદાર
માયા—આઇંયે મેતો જાતી હું હોકે હુશીયાર.......મેરે૦

બિલ્વમંગળ— ૨૫

સેવકની અરજી સુણી ધીરા વગર વિલંબે ધાઓ,
દયા દીનપર દીનદયાળુ, લાલ ઉમંગે લાવો.

વ્રજ વલ્લભ ચો મુજને વહાલા.
કિંકર હું કરૂં કાલાવાલા...આ બાળકને બચાવો. સે૦
કરો સજીવન સ્નેહ ધરીને મદનમોહન પ્રભુ મારા
નિરાધાર નારીના દુખને નટવર કરજો ન્યારાં
અવિનાશી આધાર તમારો,
અવર કોણ છે કહો અમારો, પરચો નાથ બતાવો,

કૃષ્ણ— ૨૬
હુંથી ભક્ત શ્રેષ્ઠ ભારી, ક્ષણ ક્ષણ મારૂં
મારૂ સ્મરણ વિઘ્ન હરણ કરતાં મોદ ધારી
પુનિત પરમ હૃદય નરમ..... હુંથી
વિશ્વ વાત ન્યારી નિશદિન કરીને,
સુખે સદગ ભજે વિજય...........
મારી કીર્તી ગાતા, ધરી રાત ઉર અતિ,
ધર્મ સાચો ધરતા...આં...આ...હુંથી,

ચિન્તામણી— ૨૭
સહુ વાતે સુખ પામી આ સમે
દુખની તુટી દોરી કહું કર જોડી;
પ્રભુ ! મારા આ સમે ..ટેક૦
શાહ તમારૂં કરે શુભ શ્રીપતિ
આશીશ એ મુજ આનંદકારી;
ભજીશ હવે મુદથી મુરારિ...દુખ૦

અગ્રમ તથા સાહેલીઓ— ૨૮

ગરબો

સખી સેવા કરીએ રાધા શ્યામનીરે
ગુણો ગાઇએ એના દિન જામિનીરે...ટેક
પ્રમથી, નેમથી; મૂર્તિ નિહાળી સોદ ધામનીરે
ધુન હૈયામાં હેતથી લાગી રહી પ્રભુ નામનીરે
સુખદ શ્રી હરિ પ્રતાપવંત,
તુર્ત પાપ ટાળી આપે શાન્તિને. સખી૦

સાખી

એકાદસીનું વ્રત કરી, આનંદે સહુ આજ;
પ્રિયતમ પ્રભુને પૂજિયે, સાજી ઉત્તમ સાજ.
શાણી સાહેલી સાથ, પીયે પ્રીતિનાં પાથ
હેતે જોડીને હાથ, કરે પ્રાર્થના પ્રીતી રીતી પુનીત,
રૂડી રાખીને રીત, ગાયે વાહલેથી ગીત જગતન થનાં
રાહમાં ચાહથી ઉછાહથી ઉચારીએ નામ;
રમો રંગમાં અંગમાં ઉમંગ ધારીને...સખી૦

બિલ્વમંગળ ૨૯

મે ભયનો છોડયો ભાસ, નયનો કરીને ન્યારાં
ઘટ ઘરમાં કરજો વાસ પ્રીતે પ્રભુજી પ્યારા...ટેક.
વિટ્ઠલ વ્હાલા બેરદ વિચારી

આ સેવકને લેજો ઉદ્ધારી;
વ્યાધિ વિદારી શરણે સ્વીકારી,
ટાણે હરો મુજ ત્રાસરે ...મેં ભયનો.
સર્વ—આંખ વિના અતિશય દુઃખી થાશે,
જીંદગી આની શી રીતે જાશે.
થાયે હવે શું, ગભરાયે હવે શું
બિલ્વમંગળ—શાને બનો છો ઉદાસરે મેં ભયનો



## અંક ત્રીજો.

ચિન્તામણિ— ૩૦

મને કોઇ વ્રજની વાટ બતાઓ,
સુજન ગણી પુછું, આગળ આવો,
સુંદર શ્યામ વ્રજેશ વસે જ્યાં,
ત્યાં મુજને લઇ જાઓ.
આતુર છું સૂરશ્યામને મળવા
મોદથી કોઈ મિલાવો

ચિન્તામણી— ૩૧

હાર હેતેથી હું તો ગુરૂમંત્ર આજે પામી
વધ્યો હૃદયે હુલાસ કરૂં વૃજમાંહી વાસ,
જે થકી ઝટ જાયે વ્યાધ વિરામી.
જપતાં થાકું નહિ કદી હું નટવર રટુ નામ
અબળાને ઉદ્ધારી લેજો, સ્નેહે સુંદર શ્યામ જે થકી.

નિર્લોભરામ—ને માયાદેવી—૩૨

નિર્લોભ—ચાલો પ્યારી હમારી સંગમે

રંગ ઇશ્ક રંગમે........ ચાલો

માયાદેવીજોગી વેશ ધારી શાને ભેગમાં વથા ભમે.

નિર્લોભ—ભમે, ભમે, ભમે.. .. .........રમેંગે૦

માયાદેવિ-વિષ સમાન વિષય વ ત કેમ સંતને ગમે.

નિર્લોભ—ગમે, ગમે, ગમે:............ .......રમેગે૦

માયા— ૩૩

દુનિયાં હે દાસ મેરી મેં હું રસીલી માયા,

ચિન્ત સંતકા ચુરાયા, જગકો ભલા જતાયા,

નિર્લોભકું લુભાયા. કુચ્છ ના લગાઇ દેરી

નિર્લોભ—નેનોકો બાન મારી, કહાં છુપ ગયથે પ્યારી,

તગ્રીપ્ કરે તુમારી નિર્લોભરામ લહેરી .. દુનિયાં૦

માયા— ... ... ... ... ... ... . . દુનિયાં૦

નિર્લોભરામ-માયા— ૩૪

માયા—મેં રખુ ના મહોબત કીસીસેં

પુછ લેના એ નિર્લોભજીસે

રાજાકું પલમેં મેં રંક બનાવું

રંકોકો રાજાકા ઝબા પહેનાઉં

હેત સચા હય મેરા હરિસેં ... ...પુછ૦

નિર્લોભ—માયાકા કહેનાં યે સચા હય ભાઈ

ઉન્હે કીસીમેં રખી ના સગાઇ

દુર રહેના હય લાજીમ ઇસીસે ... ... ...પુછ૦

કૃષ્ણ—                    ૩૫

ધન્ય શુર ! ઉર નિર્મળ તારૂં,
પ્રબળ પ્રેમમય ક્ષેમનું સ્થાન;
દ્રઢતા તુજ દિલની દેખીને.
મુદ ભર મહાન, જાણું જહાન....ધન્ય
ઘટ ઘરમાં વાસી દર્શન આપું,
શ્રેષ્ટ સખા કરી તુજને સ્થાપુ,
કાપું કુલેશ મુકી સઘળું માન....ધન્ય.

સાખી

ભિન્ન નથી ભાનુ થકી, જ્યોતિ જગમાં જેમ;
મારી તેમજ ભકતની તુલના કરવી તેમ ....ધન્ય

સુરદાસ—                    ૩૬

દાસ પરે દયા લાવોરે,
દયાળુ દેવા દાસ પરે દયા લાવોરે. ટેક
સંસારી સંબંધ તોડી. જીવ આપ ચરણે જોડી,
હું તો બની બેઠો બાવો બાવોરે—દયાળુ,
આંખો વિના સંકટ આવું, ખાડામાં ગોથા ખાઉં,
વારે અવિનાશી આવો આવો રે—દયાળુ

સુરદાસ—                    ૩૭

અરે રંગ જે લાગ્યો તે લાગ્યો.
શિદ સોવો પૂરી જે જાગ્યો . ટેક

હંસોની ગતિ હંસો જાણે, કાગ ન કાંઇ પિછાણે,
ઘાવ રહિત ઘાયલની ગતિને, જગમાં કયાંથી જાણે....અરે
દરદી વિણ દરદીની દશાને, લક્ષે કોઇ ન લાવે,
સૂર ભજનનો રંગ ન ઉતરે, અમિત ઉપાધિ આવ્યે...અરે

સુરદાસ— ૩૮

ગુણોનું ગાન કરૂં ગિરધારી,
ધારિ ઉર હામ શ્યામ સુખકારી... ટેક.
ભુધર મુજને ભકિત આપની
પ્રાણ થકી છે પ્યારી
વારવાર જઉં વારી વહાલથી
મદન મોહન મનોહારી ..— ..........ગુણોનું.

સુરદાસ— ૩૯

હું હવે નાચ્યો બહુજ ગોપાલ, ટેક
કામ ક્રોધનાં ધરી પારધાનો
કંઠે વિષયની માલ
મહદ મોહનાં નૂપુર વાજે
નિન્દા શબ્દ રસાલ. હું હવે.
કોટિ કળાઓ નાચી બતાવી,
ના રહયો કાળનો ખ્યાલ, સુરદાસની સર્વ અવિદ્યા
દુર કરો નંદલાલ . .... ... ... હું હવે

સુરદાસ— ૪૦

તમારો છે સાચો સ્નેહ રઘુપતિ રામ સાથે
રઘુપતિરામ સાથે અવધના શ્યામ સાથે
શ્યામ રામ કેરી ભક્તિ સુખો આપનારી સાચાં
ભજન વિનાના ભાઇ બધાં કામ જાણો કાચાં...તમારો,

તુલસીદાળ વિગેરે—શૂરદાસ મનમોહન તણું મન આપછો
આ સમયમાં
કીધા તમે વૃજરાજને વશ, વહાલ રાખી વિનયમાં
સંતોષ ધારી સર્વદા અળગું કય અભિમાનને
પ્રીતે પ્રસન્ન કર્યા ખરેખર ભક્તિથી ભગવાનને

સૂરદાસ— ... ... . .. તમારો.

કૃષ્ણ— ૪૧

હું ભક્તોનો ભક્ત છે મારા
જે ભક્તોથી સ્નેહ કરે છે તેને સ્નેહી ધારૂં
દ્રોહ કરે સંતોનો તેને ચક્ર સુદર્શન મારૂં.

સૂરદાસ— ૪૨

નટવર તારૂ ખેલવું ન્યારૂ
મન હરણ કરે છે મારૂં.
મારો ગોપને ઘાવ ગેંડનો, શ્રીહરિ ગમ્મત સારૂં,
પીડા વજપ્રમદાને ઉર એ, ભૂધરજી ભરનારૂં. નટવર.
ગોપ સંગ તન મન ગોપી સંગ, કૃષ્ણ રમણ કરનારૂં

કૃષ્ણ --અ શ્યામ તુજનામ ઉપર હું તનમન ધન સહુ વારૂં,નટવર

કૃષ્ણ તથા ગોપ ગોપીઓ:— ૪૩

આવોરે અબ બ્રજ બનિતન
સબ મીલી યુથ યુથ
પાઓરે સખી મુદ મધુ દરશન
કરી બ્રજ પતિકે... ... ... .. ( ૨ )આવોરે.
ધાઓ ધાઓ વિલંબ ન લાઓ
અતી પ્રેમ ભાયોમન ધારો રતી ... ....આવોરે.
અનુપમ આકૃતિ આજ બિરાજે
અલંકાર વપુ અગણીત રાજે
મોર મુગટ પીતાંબર છાજે
છબી વિલોકી મીનકેતન લાજે
મધુર મૃદંગ ઝાંઝ ધુન બાજે
નભમેં દેવ દુંદભી ગાજે
એસી છબી દેખી આજ શ્રી બ્રજ પતિકી....આંવોરે.



દલવાડાકર-વાર્ત્તામાળા.

# નિલમ અને માણેક

## સચિત્ર સંસારી વાર્તા

### ભાગ ૧ થી ૮.

આખા સટનાં રૂપિઆ સાડ છ,

## નવી સચીત્ર વાર્તાઓ

| | કિ. રૂ. |
|---|---|
| ચન્દ્રકળા .. .. ... ... | ૧—૮—૦ |
| બેરીસ્ટરની બૈરી ... ... ... | ૧—૮—૦ |
| નવલ-ગંગા ભાગ ૧-૨... ... ... | ૨—૦—૦ |
| વિક્રમ-સંભ્રમ „ „ ... ... ... | ૧—૦—૦ |
| કુસુમાવતી .... .... .... ... | ૧—૮—૦ |
| નરગીઝ નાટકકાર ... ... ... | ૧—૮—૦ |
| કિન્ડરગાર્ટન ગ્રંથમાળા... ... ... | ૪—૮—૦ |

દરેક બુકસેલરોને ત્યાંથી મળશે



